॥ૐ શ્રી॥

# પ્રેમનો પ્રવાહ.

બનાવનાર,

કવિ મામંદ પનુભાઇ સંધી.
મુ. લીલીયા નાના
તાબે ભાવનગર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
પટેલ ત્રીકમલાલ વીરજીભાઇ
અમદાવાદ.

પ્રત ૧૦૦૦, સંવત ૧૯૭૮.

ધી ન્યુ પ્રીન્ટીંગ પ્રેસમાં શા. મફતલાલ માણેકલાલે
છાપ્યું બોરડી બજાર વીરમગામ.

કીમત રૂ. ૦-૧-૩

અખંડ અમર એવા આત્માને ચીનીરે
પ્રેમે થયા તે પ્રકાસરેજી
અધીક છુપાતું પણ છુપાવી રહેન સદા સંય જી,
કદી કાયંમ કસ્તુરીની બાસ મામદ મંન; ૧
પ્રમાર્થે પુગનીજ સંતના સુરારે
સ્નેહથી સુર્તાને સાધીરે,
સોહં સબ્દમા એને સાંભીલ દીઠા સદા સાંયાજી
જેણ્યે તજી અવીદાને ઉપાધી: મામંદ મંન ૨
ગુણુના સંમુદ્ર એવા ગુરૂ અને મળીયારે
અકામીને ધાંમી સુખ રાસરેજી;
ગુર કૃપે અતી નીરમળ નીરખ્યા સદા સાંયાજી,
નીજ ઉનમુની લયંનમા વાસ મામદ મંન ૩
એવા ગુરૂ માથે સંતો પૈકુંઠ જાયેરે
થાયે ગ્નાની ગુણુ જાંણુરેજી:
જંમરાતણું સહુ જોખમ ટાળે સદા સાંયાજી
નીજ પોંચાડે પદ નીરવાણુ મામંદ મન ૪
મહુ દલીમ થતાં અમે પારસમણી પામ્યારે,
હસે એ પુંવની કમાઇરેજી
નામ અર્થનું મુને ધાંમ બતાવ્યું સદા સાયાજી;
કહે મામંદ તુંહી મંન મારૂં મામંદ મંન ૫

સાહુ સદર.

અલખ ધણીની સાથે યારી બંધાણી ગુરૂ જ્ઞાનીજી,
સત મળીયા સૈયદ મુને સાકી;
મામંદ મોજ આયું એ મહેરમથી ટેક.

સોહમ પ્રકાશ્યો ત્યારે ઉદગો ઉર ભાણ.
મુને સ્વેંસદ ગુરૂનીએ સાંનરેજી,
રકાર રટંન મારોમે રોમે રણુકાર ગુરૂ જ્ઞાનીજી.
મર્ડુ ઉનમનની કુદ્રમાંહી ધ્યાંન મામંદ મોજ ૧
તુંપદ તંપદ અસીપદ ત્રેણ વર્ણું;
ગુરૂ ગમ્મથી લાગ્યું જ્ઞાનરેજી
સર્વ પ્રકારે લેવું સીધાંત હું સમજ્યો ગુરૂ જ્ઞાનીજી,
તત્વમસીતે તુ છે એવું તાંન. મામંદ મોજ ૨
દેહ દેવળમાં દેવનીજ દેખ્યારે
નેહથી કરૂં તેની સેવરેજી,
અન્યાત્મતો કેી બનું ન ઉપાસી ગુરૂ જ્ઞાનીજી;
એવી આદતની પડી મુને ટેવ મામંદ મોજ ૩
સોહં સોહંની સીડી મંડાવીરે પ્રેમની પાવડીયે ચડાવ્યોરેજી.
સુન્ય સીખર પર સતગુરૂ સોહે ગુરૂ જ્ઞાંનીજી,
એણે આપે અલખ ઓ લખાયો મામંદ મોજ ૪
ગુરૂજીને ગાયા એતા પર્મ સુખ પામીરે,
જ્ઞાની કહે એવી ગાથરેજી
મામંદને મીયા અગ્રહ મળીયા ગુરૂ જ્ઞાંનીજી,
નીજ નીરખાયા નીરંજન નાથ મામંદ મોજ ૫

## રાહ કવાલી ત્રીતાલ.

### ચાપંજે તંન બચાનાં ઇ રાહનું પદ;

મંનતું સમજ ગુમાની દુન્યા સમે હે ફાની ટેક;
ઉત્તમે જન્મ ખુદો વાહદોં મન ભીગ્રાદા

એસી બાતહે હકાની દુનીયા; ૧
કર્તા તું ધંધા કેસા ભર્તા ખજાને રેસા
જાવેગા ખાલી પાની દુનીયા ૨
કહતે તું મેરા મેરા દેખ કોનહે થામે તેરા;
હોવેં યા તનકી હાની. દુનીયા ૩
સમઝી લહે તું સ્યાનાં એક દીન કબરમે જાનાં,
રહે નાંમકી નીસાની; દુનીયા ૪
મામંદકે મુરસદ મેરા અર્જ સુનો સવેરા,
કરો મુસકલે આસાંની દુનીયા ૫

રંહ સદર.

તંનહે નહીં એ તેરા ચલનાહે સાંઝ સવેરા ટેક.
દંમકા ભરૂંસા ખોટા દેહ પાનીકાહે પોટા
ફુટંનસી નહે દેરા ચલના; ૧
દુન્યામે દો દીન આયા રબકું નહીં રીઝાયા:
ખાયા તેં ખાલી ફેરા ચલના ૨
મીલકલ મોત આવે જ્યકું પકડ લે જાવે,
લર્તીફીસેં લગી ન લહેર ચલના ૩
મોંકલ માર મારે તોબાં તબેં પુકાર,
ચુકા રાહ બંદગી કેરા; ચલના ૪
જુટી એ મખલુ મોબત સાકીસેં કરલે સોબત,
મામંદ કે મતા એ મેરા ચલના ૫

રાહ કાલીંગડો.

આનંદનો દીન આજરે કે શાહ;

રખલે મેરી લાજરે રખલે મેરી લાજરે,

તું હે ગરીબ નવાજરે, ટેક.

તું હે વસીલા મેરા દોજખમેં, આછી મુનીગે આજરે; રખલે ૧

બાદ સમુદ્ર નાવ મેરી ડોલે, બુડતે તારો જહાજરે રખલે; ૨

નામે નીજાત સબકો યા જગમેં એસો કીયો મેં અંદાજરે રખલે ૩

મામંદ કહે તુંહી માલીક મેરા મુજ સીરકો સીર તાજરે; રખલે ૪

રાહ માલ કોષ

ઉપાવણુ ચીતમાંહી પ્રીતછે સંગીત સદાઇ રાહ

ચેતીલે અચેત ઝટ, ચેતનુ ચતુર જન,

વાલાતું દેખ તો જોને, તારૂં તો નથીઆ તન, ટેક

ભુલ્યા નીજ ભાન તુજ માનમાં રહ્યો તું સદા,

આવ્યો અવસાન દાંત, દીધુ ન હાથી દીયાન દસથી અંન. ચેતીલે ૧

તુજ સીર કાળ વીકરાળ, ઝાળ મુખ ઝરે,

આવે સ્થાની નીંદ્રાને, ભાવે તુને કેમ ભોજન, ચેતીલે ૨

ગયા મહા રાજરંક, ને મહંત સાધ્ય વાળા,

વસુમતી કંત સંગ, નથયું ધરાક ધંન ચેતીલે ૩

તેથી તજી માંન ભજીલે, અખીલ જગત પતી,

મામંદ શંભજી મંન, લાભ મેળવો આદંન ચેતીલે ૪

રાહ સદર

ઝટપટ જાય નીદ્ર તાણ્ય, લાખ લેવ પાયે

અતીરસ ફાગ બગ નાગ, ગતીને તજાયે, ટેક

ગુરૂગુન જાંન લહેમાંન, મંન માંન તજી.
બનેન હેરાંનુ થ્યાંન, રાહ સુઝરો બતાવે. ઝટપટ ૧
આશી જગમાંહી ફેરો ખાહી, તેહ રાહે જવું
તેથી રટનામ જગસ્વામ, પ્રીતથી સદાયે. ઝટપટ ૨
ગુરૂતણું સાંન ફ્લ જ્ઞાન, વીના મુકતં નહી,
પ્રીતછે અધ્વીત રૂપ, એમ વેદ શાસ્ત્ર ગાવે. ઝટપટ ૩
આરાધી લેહસ અહરનીસ ગુરૂને રહી.
ભામંદ કહુંછે મહા, રૂપે રૂપમા સમાયે ઝટપટ ૪

### રાહ સોરઠી ગઝલ

આજ આવો રાજ હજુર માંહે રાહે
અખંડ નાદ બજી રહ્યો તાસેં તાલ કયોં ન મીલાવતા. ટેક
જાગો અવીદ્યા જાસેં દર [illegible] સોહં તહસેં
[illegible] નામ મેં, [illegible] છીનમે પ્રસાવતા. અ;
હરદમસેં દમ મીલાતેહો [illegible] દશ્ય લહો,
કીતને ચલે દીન રેનકે દમનું ન કયોંહી ગીનાવતા. અ;
નીજ દીદકું નાહી ચીનાં, માહા ગયા મુરસદ બીના
સુજ રૂપ કૈસાહે અગર તુહી ધ્યાંન કયોં ન લગાવતા. અ;
ભામંદ મીલે મંન લાલસે, મુકત કરે જંજાલસે,
દીલ મોમકે ધાગે યકીન પ્રેમમેં પીયુકું પાવતા. અ;

### રાહ સફર.

દંમ દમ્ક દેરાયલ કોનહે તાકા મરમ પાયા નહીં ટેક.
હીંદુકે મુસલમાંનહે દીલ મોમકે કુરરાંનહે,
જોગી જગમ સન્યાસીકે મુલાંકે મેં રેસે કહીં દંમ દંમ ૧

મે કોંન હુંયોં નહીં ખબર નીજ રૂપ દેસાહે અગર,
ઉસદીદકું દેખ્યે બીના ધીકાર હે જીવન મહીં; દંમ દંમ ૨
મુરસદકે ગમકું જાંનકે તજ સંગતું હેવાંનકે,
સુમ ગમેરેના સદા ગુન ગ્નાંનકું ગ્રહી લહીં; દંમ દંમ ૩
માંમંદ કહે મંન વીસમકું જાંની લે જાતી ઇસમકું,
બીન નાંમસે નાહીં તગે કહતે બજા દોલે સહી દંમ દંમ ૪

રાહુ હોરી કાફીની,

સાંવરામત ડારો પીચકારી એ રાહુ.

સૂતો નીજ સુન્યમેં જાય મીલાંનાં નાભી કમલસેં ચલાનાં; ટેક.
સોહંસોહં ઇંગલા પીંગલા સુસમણાં સમઝ સચાનાં
પીંગલા આર્ક ઇંગલા ઇંદુ સુખમણાં પાવક કહાનાં,
તામેં તીંન ગુન રહાનાં; સુતાં ૧
ઇંગલા બ્રહ્માં પીંગલા કસ્ન સુખમણાં સંભુ લખાનાં
તીંન નસમેં તીંન ગુંન બીરાજત તીંનમેં કરલો પીછાંનાં
ઉદ્દ્વ સુર તબ ઉલટાનાં; સુતાં ૨
ઇંદુ અર્કમેં અર્ક ઇંદુમે રસબસ રંગ લગાંનાં
ગુરૂ ફુકટનીજ દેખ દીદારા નાદ અખંડ સુનાનાં
ઝલમલ સબ જોતી દરસાંનાં, સુર્તા ૩
સુર્તા ચઢીજાદ સુંન સીખર પર અનુભવ ઉરમેં આનાં
મામંદકું મીયાં અમદ મહેરસેં મીલા પીયુજીસેં પ્રવાનાં
ઉરબીચ ઉદેહેં ભાનાં સુર્તા ૪

રાહુ સદર.

લહ્યોનીજ બાલંનસે દંકતાર મજેં ગગન મહા સાર ટેક;

## રાહ સદર.

સ્નેહ લાગ્યો સાંવરીયા સંગ પ્રથમ તે નવ પડેરે,
જેમ લોહ રહ્યું લલચાઇ ચમકમા જઈ અડેરે; ટેક
પ્રીત ચોર્યુ મારૂં સાંવરીયે જુદુ પડયાનું મન નવ જરીયે,
કરુણાળા અંત ધરીયે કીધા અમને કંડેરે સ્નેહ ૧
અંધીશ્વર નવ મુજથી બોલે ખુબી ભરેલી આંખ ન ખોલે,
જીવ મારૂં ચકડોળે પીડા જેમ ચાક ચડેરે સ્નેહ ૨
ખંજરીયુ કરે મુજપર કહેર મુકંદને નથી આવતી મહેર,
લાગી વીયોગની લહેર ઇલાજ કંઈ નવ જડેરે સ્નેહ ૩
મામંદ કહે મળીયા ધરી ધીર પ્રેમનણાં ખળ કર્યાં દગ નીર,
ભીંજાણાં અંગ તણાં ચીર વીયોગના દુખ વડેરે સ્નેહ ૪

## રાહ સોરઠી,

### તેરો દીલ કુબજાસે રાજી હૈ રાહ.

મારૂં મન હરી લેવાને કાજ મોરલી મુખ ધરી વ્રજરાજ ટેક;
વાંસળી ચોત વનમાંનીજ વાગી તે સાંભળી વા લગની લાગી,
નીદ્રામાથી જાગી જીવડો રહ્યો જરી વ્રજરાજ મારૂ ૧
દુઃખ દરીયામાં તેથી ડુબી મારગ મુજને દે તું ઉભી,
શું બતાવું સુખી તનમન ગયો હરી વ્રજરાજ મારૂ ૨
સગા તજ્યું મે સગપણ છોડયું જગજીવનથી મનડું જોડયું,
ચીત્ર એ ચીતમા ચોડયું મુજથી રહ્યો વરી વ્રજરાજ મારૂ ૩
મામંદ મન દાઝીયે મળીયા પુર્વ જન્મના પાપ પ્રજળીયા'
દોરૂપ કર્મના ટળીયા સ્વાર્થ રહ્યો સરી વ્રજરાજ મારૂ ૪

રાહ સદર.

મારૂં મન ધરી રહ્યું એક ટેક અવરને નહી ભજુ મહારાજ ટેક;
સુંદર શ્યામથી સગપણ કીધું તેહી મારા મનમા વ્રત લીધું;
વીષ મેલી પય પીધું એ તનથી કેમ તજું મહારાજ; મારૂં ૧
પ્રાણ થકી મુજને તમે પ્યારા નેન થકી નવ થાશો ન્યારા,
આપ થકા ઉજ્યારા એ પ્રીતથી નહી લજું મહારાજ મારૂં ૨
સદા રાખો મુજને તમ શરણે મટે જકતમા જન્મ મરણે;
લેપ નહી કાંપ વર્ણે એ સરજન સુખ સજુ મહારાજ મારૂં ૩
મામંદ કહે મેહોબત નવ મેલું ખુબી ભરેલા ખેલમા ખેલું,
પ્રેમનું પદ શકુ પેલું રાખું ઉર માંહી રજુ મહારાજ મારૂં ૪

રાહ ગરબી,

મીઠડા બોલા નાથ એ રાહ;

મારૂં મોરલીમા મોયું મામંદ કહે મારૂં મન મોરલીમાં મોયું, ટેક
મુખ દેખી ન મેલું રંગે ન રાખ્યુ અખંડ નાદમા ચીત પ્રોયું; મામંદ ૧
મંત્ર ભરેલો છે નાદ મોરલીનો સુણતાં સુધ બુધ ખોયું મામંદ ૨
મશીવર મુનીવર મૌન મોયા છે ગોપીએ કુળને વગોયું; મામંદ ૩
બ્રહ્મા જોગેશ્વર ધ્યાન ભુલ્યા છે રામા ભુલી છે રસોયું; મામંદ ૪
મામંદ કહે મારૂં મન હેરાણું પ્રેમનું બીજ ઉર બોયું; મામંદ ૫

રાહ સદર.

મોરલીધરનેજ મળવું મામંદ કહે મોરલીધરનેજ મળવું; ટેક
મોરલીવાળો અતી રૂપાળો રૂપ દેખીને નથી ચળવું મામંદ ૧
જગકર્તાની જુગતી જોવા ભાવે ભજન માંહી ભળવું મામંદ ૨
દયાળુ મુજથી દુર વસે વો પ્રેમના પંથમાં પળવું; મામંદ ૩

મુકુંદ મુજને નહી મળે તો જ્ઞાન ડીમાળે જઈ ગળવું મામંદ ૪
મામંદ કહે મુજ મન વસ્યા છે મટયું છે રણમા રઝળવું. મામંદ ૫

રાહ કીરતન,

કેવું શું હવે તમને કાના કઈ શાહ:

વાલા વીજોગે વેરાગણ થઇ વીના સુંદર સામ છબીલારે: ટેક
પ્રહરી મુજને પ્રમાનંદનાથ શું અપરાધે છોડયો કુંજ સાથ,
હવે વીનતી કરૂં જોડી હાથ રંગે રમાડો રંગીલારે: વાલા ૧
વિનીતાનો કંઇ દેસ્યો વંક દોળો રીદ નીર્દોસે રંક,
કામની ઉપર આવા કલંક સોભે ન તમને રસીલારે, વાલા ૨
હું અબળા હવે તમથી હારી ધણી મારા તમે છો ગીરધારી,
નથી અવર કોઇ વાને વરનારી હઠ છોડી દયો હઠીલારે વાલા ૩
મામંદ કહે ઘણી લાગી છે માયા વસુદેવ તંન દેવકીના જાયા;
રોસ ન રાખજો રજનાશયા જીવન તમે છો બસીલારે વાલા ૪

રાહ સદર;

તમે ગોવાલને હું ગેવાલની છું જુદીન પડું જદુ રાઇરે, ટેક
મોરલીએ મુને મારી મોરારી કાળજમા તે લાગી કટારી,
ભામનીને ઘાવ લાગ્યો છે ભારી ઝખમ તે ન રૂઝાઇરે તમે ૧
આતુર વેદી ઘણું ઔષધી આપે વેદના તેમ તેમ અતી ઘણી વ્યાપે,
મુજ પીડા વેદી ભેદી ન માપે રાજ બની છું અંત્રીરાઇરે તમે ૨
ઘડી પલકમાં કીધી મુને ઘેલી મોહન માવા હવે નવ સકું મેલી,
પીતાંબર પ્રીતડી કરી પહેલી ત્રીકમ નહીં તજાઇરે તમે ૩
મામંદ કહે માયા લાગી છે તેરી હરી ગાતા લગે નૌતંમ હોરી,
ચટકેથી ચીત લીધુ ચોરી વાલા વીના ન રેવાઇરે તમે ૪

રાહ સદર;

પ્રેમાનંદ મુને પ્રાણથી પ્યારા ન રહો ને નથી ન્યારારે: ટેક
એક ઘડી રહુ તમથી અળગી સરીર વીહાઇ થી જાઉ સળગી,
વાલા વપુ તમ તેથી વળગી અંગે ઝરે છે ઇંગારરે પ્રેમાં ૧
આંખ મીચું તો એવું સ્વપ્નું આવે નાથ નીનાં દુખે નજરે નાવે,
જેઠ ભુધર ભામાને ભાવે પતળો નહીં પર બારરે પ્રેમાં ૨
તમે જાસ્યો તો પ્રાંણુ તંનથી તજસું સીંગાર તે રયા સુખનાં સજસું,
વીરહ નહી વેઠાયે વ્રજ સું ખટરસ થયા સહુ ખારારે પ્રેમાં ૩
દારા છે આપ અર્ધની દાસી વાલા તજી ન થશે વનના વાસી
હરી થાશે આ જગતમાં હાંસી કલંક ચડશે અકારરે; પ્રેમાં ૪
આમંદ કહે કયું માનો મુકંદ ફોકટ સાને કરો છો ફંદ,
વ્રજના વાસી વીખાસે આ વૃંદ સમજો સરજંન હારા, પ્રેમાં ૫

રાહ સદર.

વાટ જોઇને રહી વ્રજનારી મંદીર આવસે મોરારીરે ટેક;
લાલ કસુંબી લહેકે કાંમ ધનુષ ટંકાર તંન ગહેકે,
અબીલ ગુલાલ અતી અંગ બહેકે પુષ્પની કીધી પથારીરે વાટ; ૧
હેર આપે છે અતી મોહંન સાથે લાલ લાખુ સોભે છે ગાથે,
કેસર કુમ કુમ ત્રબકી કપાલે આખ્યોમાં કાજળ સારીરે વાટ ૨
ત્રેહાટીમાં વાલમ તણી વાટ ખરે આ દુઃખમા નવ રહી ખંમી,
સ્નેહ ધરી કયારે આવે મુજ સ્વાંમી રંગ ભરી પીચકારી વાટ ૩
કરો સંતોસી મુને કાંમ કીડાથી મુખ તમારૂં ભરૂં તં બોલ બીડાથી,
કહે કવિ આમંદ મદન પીડાથી અબળાને લેજો ઉગારીરે વાટ ૪

રાહ કીરતંન ત્રીતાલ,

કામણગારો કાંન તુને હજુ ન આવી સાન ઈ રાહ;
દરસંનવી નાની દુઃખીયાલ સાહેલી મુને મુરતી લાગે છે બહુ પ્યારી
ચાલ્યો ગયો મુને ચેટક લગાડી દરસન વીનાની દુઃખયારી, ટેક;
કંનુડો કારો મન હરનારો વસ કીધી વ્રજનારી,
વંનરાવંનમાં રાસ્ય રમાડે સરખી સુંદરી સારી ચાલ્યો ૧
એકને માથે અબીલ ઉડાડે બીજીને રંગ પીચકારી,
ત્રીજીને હાથે તાળી મીલાવે ચોથી દેખે બ્રહ્મચારી; ચાલ્યો ૨
ચાલોને સમરૂં જોવાને જાયે આચરડો અવતારી,
દરસન કરતાં દુઃખ સહુ જાસે ગુણવંતો ગીરધારી ચાલ્યો ૩
મોર મુગટ ધરી બંસી બજાવે સાંભલીયો સુખકારી,
શામંદ કુહે મને મોહંન મળજો આસા પુરણ થાવ મારી; ચાલ્યો ૪

રાહ સદર.

અમને રંગમા રોળી સાહેલી હુંતો થાકી નગર બધું ગોતી,
ક્યાં ગયો કાંન કામણગારો અમને રંગમા રોળી; ટેક,
કાંન વીયોગે વેહની ઝાળું હયામા પ્રગટી હોળી,
કાંતો લગતો ભેખ ધરૂંને કાંતો મરૂં વીખ ઘોળી, ક્યાં ૧
મહી વલોતાં મારૂ મંન હેરાણું ફોડી ગોરસની ગોળી,
વાલીડા વાસે બની વેરાગણ અંગે ભભુતી ચોળી ક્યાં ૨
મોહન નાંમની માળા પેરી મેં હોર હીરાનો નાખ્યો તોડી,
દરસન કારણ ભીક્ષા માગું હાથમા લઈ સન ઝોળી, ક્યાં ૩
વંનરાવનમા વેણુ વગાડે મળી ગોવાળાની ટોળી,
મીઠા બોલો કોઈ મોહંન બતાવો જમાડું ખીર ખાંડ પોળી, ક્યાં ૪

તમ વીનાનું તનડું તલખે વીરહ તાપે તપેલાં,
મામંદ કહે મળો મોબતથી તો રંગતણી મચેરેલા; આ અબળા ૪

રાહ સદર.

સાહેબ ઘટમાં સુઝે પ્યારા તેને પ્રેમે કરીને પુજો,
જાગીને જોયું આરે જગતમા દેવ નથી કોઇ દુજો; ટેક
બંદગી કરતાં બહુ નામીની કાયર થઇ કાં ધ્રુજો,
સ્થાવર જંગમ સઉમા સરખો આતમા ભીતર બુઝો; જાગી ૧
પ્રગટ પારખ્યું આપું હું તમને સહજે ભરો જગ કુંજો,
સર્વ ઝાડમાં લીલી નીરખો દ્રગ ખોલીને તુંજા જાગી ૨
સતગુરૂ વીનાએ જ્ઞાન ન આવે મળવાનેમન મુંઝો,
ગુરૂ ગમવાળા થયા જ્ઞાની જ્ઞાનની જાણીને ગુંજો; જાગી ૩
અગ્રદ્રમીયાં અવીનાસી ઓલીયા સત મુરસદ ઈ સુજો,
મામદ કે મુને મારા મંદીરમાં બતાવ્યો નુરનો પુંજો; જાગી ૪

રાહ રાસડો.

ઉભી અરજ કરે છે મીરાં રાંમનેરે ઇ રાહ;
જન જુગતેમાં પ્રેમ તું પીછાંણનેરે પ્રેમ વીના જંન પસુની સમાન; ટેક
આ જુકતમા જન્મીને સમઝાવ નીજ મંન
બલહારી જાઉ તેહ પર અર્પું તંન મંન ધંન,
તેનું દાંન કર્ય દાસ્ય દે ન પાંણનેરે જંન ૧
પ્રેમ પ્યાલો પીધો નથી ત્યાં સુધી રંક સ્વોંક
ચાખ્યો જેણે સ્નેહથી પ્રગટ્યો હર પ્રહ્લાદ,
તજી હવે તે વાદ વીવાદની વાણનેરે જંન ૨
પ્રેમ પુરે પ્રતીમા તણું ધરો નીરંતર ધ્યાંન

વીશ્વપતી વીલસી રહ્યો સર્વ વસ્તુ માંન,
એવા પીયુની સંગાથે મોજ માંણજોરે જંન ૩
પીયું સાથે નહી પ્રીતડી તે જંનને ધીકાર,
મામંદ મોહોબત રાખજો જે છે આ જગતાર.
તેને ભજ્યા વીના ભોગે નર્ક ખાંણમારે; જંન ૪

રાહે સદર.

જંન જોડવ ચીત નીરંજંન સ્વરૂમારે જુઠો જાણીને આજુકતાનો સ્નેહ; ટેક

એક ૐકાર આરાધીયે જે છે અપંમ ઉધાર,
ક્ષણું ન તેને વીસારીયે ધરીયે અચોકા પ્યાર;
ગોધમ ગોળ જેમ મળી જાયે તુપસ રે જંન ૧
મીથ્યા સુખ સંસારનું કરવા કુડાં કમ,
સગા સહુ સ્વાર્થ તણાં ભજવા દીયે ન ધરમ,
છળ કપટથી નાખે માયા કુપમારે; જંન ૨
તેથી ચેતી ચીત દીજે પલપલ ધ્યાન ધરીસ,
તારણ હારો તારશે જાહેર છે જુગદીસ,
મળી જાને તું તે રૂપ અનુપમારે; જંન ૩
સોહં સોહં સાધજો જે સાચા ધંનસ્વામ,
તે મુજને મળવા તણી મામંદ કે મંન હાંમ,
સીતળ છાંયા મેલી સ્યાને ધરૂં તંન ધુપમારે; જંન ૪



# જાહેર ખબર.

આથી સર્વે સદગ્રહસ્થોને વિદિત કરવાનું પ્રેમનો પ્રવાહ શીવાય બીજો ગ્રંથ માસંદ મુક્તામણ નામનો ગ્રંથ અમારા તરફથી થોડા વખતમાં બહાર પડનારછે, તો આ સંસાર સમુદ્રથી પાર ઉતરવા ધારત હો તો આ ગ્રંથ ખરીદવા કૃપા કરશો જેમાં સંગીત ભજન, ગજલ, કાફીયું કવ્વાલીયું, ઠુંમરી, ભેરવી ગરબીયું, તથા પ્રભાતીયાં અને છંદ, સવૈયા, કુંડલીઆ વીગેરે વીગેરે સમાવેશ કરવામાં આવેલ છે. જેની કીમત અગાઉથી ગ્રાહક થનાર પાસેથી રૂ. ૧-૦-૦ રાખવામાં આવેલ છે તો નીચેના સરનામે લખવાથી નામ નોંધવામાં આવશે.

કવિ માસંદ પનુભાઈ સંધી.

ઠે. પારો ઝુબાડ કેવળદાસના બગીચામાં

રાજેશ્વર પાસે વિરમગામ.

તા. કઃ—અમારી પાસે સ્ત્રી પુરૂષોને માટે અકસીર દવાઓ મળે છે, જે સતગુરૂ સાહેબ સૈયદ અશ્રફમીયાં બાપુમીયાં સાહેબે બક્ષીસ આપેલ છે કે જેથી ગમે તેવા હઠીલા દર્દને થોડા વખતમાં આરામ આપે છે. તો ઉપરના શીરનામેથી મંગાવી ખાત્રી કરશો.